ગાંડીવ પત્રિકામાળા. મણકો

# સ્વદેશ-વીણા

## સ્વદેશભાવનાને પ્રેરનારાં કાવ્યોનો સંગ્રહ

---

### સ્વદેશ-વીણા

જનની ભારત આજ હમકો, મધુર વીણા સુના રહ
સ્વતંત્રતાકા રાગ ગાકર, માનો અમૃત પીલા ર
સૈંકડો વર્ષોંસે હુઈ થી, ભાગ્યહીને
ઉસકી નિર્ભરતા છુડા કર, સ્વાવલંબન સીખા ર
થા નિરાશાકા ભયાનક, ભૂત જો હમ પર
...કે સંગીત બલસે, શીઘ્ર ઉસકો ભગા ર
...શાલા મેં દીનતાકે, શબ્દ કૈસે કહુ
...અપની માતા મીઠે સ્વરસે, શક્તિ મંત્રોં પઢા ર

---

પહેલી આવૃત્તિ નકલ ૧૦૦૦


---

પ્રગટકર્તા,

ગાંડીવ સાહિત્ય મંદિર

કેળાપીઠ, સુરત.

# ખાદી

...ી મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો
...ું હિંદ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો ૧
...ળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો
જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં ૨
...ઈ મોહના ફાંસે, બધો આ દેશ મુસાયો;
એ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો ૩
સ્વરાજ્ય ખેંચાતું, સુતરને તાંતણે આવે
...ા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં ૪
ફેશન ભૂલી જાઓ, ખિલવવા દેશની સિદ્ધિ;
... સંતાન ભારતનાં, કરો ઉદ્ધાર ખાદીનો ૫
બારબાર ના પૈસો, બધો આ દેશમાં રહેતો.
...ા રાંકડાં ઘરમાં, ઘનાં બપરાશ ખાદીનો ૬
...ે ગઇ બધી લક્ષ્મી કુસંપી હિંદને જાણી,
...ા લક્ષ્મીદેવીને ધર્યો પોશાક ખાદીનો. ૭
રૂડો ઘણો સોંઘો, ટકાઉ ને ઘણો સાદો;
પહેરો બધા ભાઇ, ભલો પોશાક ખાદીનો. ૮

---

રાષ્ટ્રીય ગરબાવળિ.

...જ. ટપાલખર્ચ સાથે કિમ્મત બે આના

# સમશેર સારી ખડકની

સમશેર સારી ખડ્કની
અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે,
નહીં તુચ્છ શસ્ત્રે ખાભરે—સમ૦
મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને—સમ૦
લાંછન ગુલામી શિર લઈ
પાળ્યા પશુ સમ જગ ફર્યાં;
આંખો અમારી છે ખુલી,
બસ ધોઈશું સૌ પાપને—સમ૦
પરતેજથી નહીં ભડકશું,
પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે,
અમ હિન્દની તાકાતને—સમ૦

---

# આંસુનાં બે ટીપાં

"જેમ જેમ દહાડા વધતા ગયા તેમ તેમ કામનો બોજો વધારે વધારે જણાયો. દરોગો બહુ તીખો હતો. 'ચલાવો ચલાવો' એવા પોકાર કરી રહ્યો હતો. તેમ તેમ હિંદી ગભરાતા હતા. કેટલાકને મેં રોતા પણ જોયા. એક જણનો પગ સૂજેલો જોયો. મારૂં દિલ આથી રડતું. છતાં હું સહુને કહેતો હતો કે દરોગાની દરકાર ન રાખતા [illegible] સાચા દિલથી કામ કરવું. હું પોતે પણ થાક્યો. હાથમાં ફોલ્લા સખત પડ્યા. તેમાંથી પાણી ચાલ્યા. વાંકુ વળવું એ મુશ્કેલ લાગતું હતું, અને કોદાળીનો ભાર મણ જેટલો જણાતો. હું તો ઈશ્વર પાસે માગ્યા કરતો હતો કે મારી લાજ રાખે. મને અપંગ ન કરે. ને હું કામ બરાબર કરી શકું એટલું મને જોર આપે. * * દરોગો મને ઠપકારવા લાગ્યો. * * આ વખતે મિ ઝીણાભાઈ દેશાઈને મેં મૂર્છિત થતા જોયા....

આ વર્ણન ગાંધીજી કૃત મારો જેલનો અનુભવ નામના પુસ્તકમાંથી ટાંકી આપવામાં આવ્યું છે. એનું જ ખેંચાણકારક ચિત્ર તેમજ ગાંધીજીના બે જુદા જુદા ફોટા વાળી નવી આવૃત્તિ બહાર પડી છે. આજેજ છ આનાની ટિકીટ બીડી મોકલો. પાકું પૂઠું નવ આના. વી. પી. થી ચૌદ આના થશે.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# સ્વદેશ પૂજા

સ્વામિન્ સ્વદેશપૂજા કરના મુઝે સિખા દો,
સદ્ધર્મ કી પતાકા ઉડાની મુઝે સિખા દો.
નિષ્કામ કામનાદી—વેદી સુકર્મ ભૂમિ,
બલિદાન શિશ ઉસપર કરના મુઝે સિખા દો.
પ્યારે સ્વદેશહિત હો સૌવાર જન્મ મેરા,
ઉસકે લીયેહી જીના મરના મુઝે સિખા દો.
જલ ધૂપ દીપ ચંદન નૈવેદ્ય હય નિરાલી,
પ્રેમાશ્રુનીરધારા ઝરના મુઝે સિખા દો.
ચરણોંપેં આ પડા હું કૃપયા ઉઠા કે ભગવન્,
ઉદ્દેશસિદ્ધિ સીડી ચઢના મુઝે સિખા દો.
ઉઠને લગી તરંગે સંહારકારિણી જો,
ઇશ્વર સ્વબાહુબલસે તરના મુઝે સિખા દો.

---

# હિંદદેવીનો વિલાપ

કને ઉર ખોલું.
મા....જ કોણ કને ઉર ખોલું?
તું જાણે, ક્યાં બોલું? આજ-
સ્વતંત્રતા પર કાપ મૂકાયો,
દીન દશા થઇ મારી
લક્ષ્મી લૂંટાઇ, પર ઘર નાઠી.
થઇ હું અતિ દુઃખિયારી આજ-
ભૂખે મરે મુજ બાળ બિચારાં
શક્તિ સર્વ હણાઈ.
ગયું નૂર ને શૂર ગયું સહુ-
દુઃખ દરિયામાં ડુબાઈ આજ-
પરદેશીએ વાસા કીધા
આ ભૂમિમાંહિ, આવી;
દુઃખના ડુંગર કીધા ઉભા.
ઉર રડતું તે તંભારી આજ-
ઈશ્વર મારી વ્હારે ધાજે
બાળકનાં કર ધરજે.
શક્તિ, સેવા. ચેતન ભરજે
સંકટ સહુ સંહરજે આજ-

---

# સ્વદેશ સેવકની પ્રતિજ્ઞા.

હરહંમેશ માત્ર શુધ્ધ રેંટીયાના સૂતરનું હાથ વણાટનું કાપડ વાપરીશ. રોજ મારી શક્તિ પ્રમાણે સૂતર કાંતીશ. સ્વદેશસેવાની દરેક તકનો પુરતો લાભ લઇશ. જેમ બને તેમ અન્ય વિદેશી માલનો મોહ તજી દઇશ. અંત્યજોને અસ્પૃશ્ય નહિ ગણું. દેશમાં થતી ચળવળને માટે દ્રવ્યની જરૂર પડતાં યથાશકિત તેમાં સહાય આપીશ. અનાજનો તેમજ કાપડનો ખૂબ કરકસરથી ઘીની પેઠે ઉપયોગ કરીશ. જ્યાં સૂધી સ્વરાજ ન મળે ત્યાં સુધી જ્ઞાતિભોજનો વિગેરેનો ત્યાગ કરીશ. સઘળાં પ્રભુપુત્રો મારાં ભાઈ બ્હેન છે એમ માની સત્ય સમતા અને દયાથી વર્તીશ. અને માત્ર નીતિ તરીકે પણ અહિંસાનું પાલન કરીશ.

સ્વદેશ સેવક

---

ઇજીપ્તનો ઉદ્ધારક.

ગાંધી ગ્રંથમાળાનું બીજું પુસ્તક છે.

ટ. ખર્ચ સાથે ૦—૭—૬

# ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત, ગજાવે ગાંધીનું ગુજરાત!
ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઈ ચેતન પ્રગટે, જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાત—
ગાંધીનું ગુજરાત!
સાબરમતીના સુંદર તટપર પ્રગટ્યું નૂતન પ્રભાત
મોહન તુજ સત્યાગ્રહ બંસી, સુણ સુણી સહુ જાત;
કરે ગોપી ગોકુળની વાત—
ગાંધીનું ગુજરાત!
દેશભક્તિ ને રાજભક્તિની સાચી સાચી વાત
નિર્ભયતા ને સત્ય વચનની, દીક્ષા દઈ તું તાત!
બનાવ્યું નવું ગુજરાત—
ગાંધીનું ગુજરાત!

---

# સ્વદેશ-ઉદ્ધારક રેંટિયો.

[મારી નાવ તમારે હાથ હરિ સંભાળજો રે—એ ચ

વાહુ વાહુ વનિતાનો વિશ્રામ, રૂપાળો રેંટીયો છે,
હાં હાં સ્વદેશનો ઉદ્ધાર, કલ્યાણ રેંટીયો છે.
મધુકર સામ વદનારો વાણી, નિર્જીવ પણ અતિ સુખકર પ્રાણી;
રામ નામ રટવાનું સાધન રેંટીયો છે, હાં હાં.
અટકાવે ધન પર કર જાતાં, લ્હાવ ચઢે જન નિર્ધન થાતાં
નાઠ કરોડ તણાં ફળ દાતા, રેંટીયો છે. હાં હાં.
ઓછું ખરચ અધિક ફળ આપે, ઉષ્ણ અને શીતના ભય કાપે
દાવાનળ દુઃખને દળનારો, રેંટીયો છે, હાં હાં.
કરો સબળ સહુ તેની સેવા, મળશે મન માન્યા બહુ મેવા
ગાંધીના ગણનાયક ગરવો, રેંટીયો છે, હાં હાં
તજો વિદેશી વસ્ત્રો વહાલા, બચો થતા સઘળાય નમાલા
રૂપાળો ઉત્તમ સુખદાયક રેંટીયો છે, હાં હાં.

---

આવ્યા મણકો ૫ મો

# મૂરખરાજ

(વિગેરે)

લખનાર -

## મહાત્મા ગાંધીજી.

મૂરખરાજ એક અતિ સુંદર નવલકથા છે. તે તમે શરૂ કર્યા પછી પૂરી કર્યા બાદજ હાથમાંથી મૂકશો

અને તે સાથે જોડેલા બીજા બે લેખ એવા ખેંચાણકારક છે કે આ પુસ્તકને તમે બહુજ વ્હાલથી વધાવી લ્યો તો અમે આશ્ચર્ય નજ પામીએ.

અમારે શું? અમારા પુસ્તકનાં વખાણ કરવા એ તે પીરની માનતા મુજાવર વધારે એનું થયું. પણ તમારે તો તમારા ગજવામાંથી પૈસા ખરચવાના છે.

પણ મોરના ઈંડાને ચીતરવા ન પડે.

માત્ર નવ આના ખરચીને તમે અનુપમ સાહિત્યરસ ભોગવવા ઈચ્છતા હો અને તમારી લાયબ્રેરીને દીપાવવી હોય તોજ મંગાવશો. પૂઠું પાકું છે.

કિમ્મત બાર આના. ટ. ખર્ચ ૧ આનો. વિ.પી.થી ચૌદ આના થશે.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરતનેજ લખજો.**

## ભજન.

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિ રે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની
જેના ગુંજનમાં રામ કેરાં નામ;
જીવન કેરી શક્તિરે, જન્મભૂમિની ભક્તિરે;
  એ તો એકજ રેંટીયો હોજી- સ્વતંત્રતાની
પરદેશી પરતંત્રતા, લાડે પગની માંહ્ય
ને આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.
  નિર્ધનીઆનો બેલીરે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની
સુતર કેરે તાંતણે, સહુજે માંગે સ્વરાજ
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.
  રૂપાળો રઢીઆળોરે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની
સુદર્શન ચક્ર સમું સર્વ શક્તિનું પૂર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સુરજનું નૂર.
  એવો પ્રૌઢ પ્રતાપીરે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની

---

# સ્વામીને વિનતિ

સ્વામી સુણોને મારી વિનતિરે લોલ.
    જેલ જવાની મને હોંશ જો—સ્વામી૦
પ્રેમે પધારો તમે જેલમાંરે લોલ,
    સાથે હોતાં મને જાવ જો—સ્વામી૦
સીતાજી રામજી સાથમાંરે લોલ,
    વેઠ્યાં દુઃખો વનવાસ જો—સ્વામી૦
દુઃખો વેઠ્યાં છે આકરારે લોલ,
    દમયંતિએ નળ સાથ જો—સ્વામી૦
અંધારી ઓરડીમાં પુરશેરે લોલ,
    તોપણ ડરીશ નહિ લેશ જો—સ્વામી૦
ઘેબર સમ મને ભાવશેરે લોલ
    જેલમાં રોટલો ને શાક જો—સ્વામી૦
ચક્કીમાં દાણા પીસશું રે લોલ,
    ગાશું પ્રભુજીનાં ગીત જો—સ્વામી૦,
પ્રાણ જાયે પણ ના ડગું રે લોલ
    સાચવીશ શિયળ રત્ન જો—સ્વામી૦
જાવા દઉં કેમ એકલારે લોલ,
    અર્ધાંગના લ્યો સાથ જો—સ્વામી૦
એકલડી ઝુરી મરૂં રે લોલ
    જેલમાં ભજું પ્રભુ નામ જો—સ્વામી૦
સુખ દુઃખમાં ભાગ મારો રે લોલ,
    પૂરો સ્વામી મારા કોડ જો—સ્વામી૦



# સર ફરોશી કી તમન્ના

સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમે હય,
દેખના હૈ જોર કીતના બાઝુએ કાતિલમે હય;
રહરવે રાહે મહબ્બત રેહ ન જાના રાહમેં,
લજ્જતે સહેરાનવર્દી દૂરીયે મંઝીલમે હય;
આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હૈ બારબાર
ક્યા તમન્નાએ શહાદત ભી કીસીકે દિલમે હય;
અય શહીદે મુલ્કો મિલ્લત મેં તેરી ઉપર નિસાર
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગૈરકી મંઝિલમે હય;
વક્ત આને દે તુઝે બતલાયગે અય આસમાં!
હમ અભીસે ક્યા બતા દે ક્યા હમારા દિલમે હય;
અબ ન પહેલે વલવલે હય ઔર ન અરમાનોંકી ભીડ
સિર્ફ મિટ જાનેકી યક હસરત દિલે બિસ્મિલમેં હય.

---

# તમારા દેશને માટે

કશું ના થઈ શકે અમથી જાગે એ જોગ વહનારા
જરા તો લાગણી રાખો, તમારા દેશને માટે
ન ભીરૂતા બનાવી દો, બનો કાં સુસ્ત ને એદી
જરા તો આંખ ઉઘાડો, તમારા—
પડ્યા જે કારમા ઘા તે, મૂંગે મોંઢે સહન કરતાં
બહુ ઉંઘ્યાં, હવે જાગો તમારા—
ભલે હો પારસી હિંદુ, અગર હોજો મુસલમાનો
ધરો સમ ભાવના હૈયે તમારા—
કરો જે કંઇ બને તે તે, વિસારી કલેશ ને ઈર્ષા
તજી દો દંભ મગરૂરી, તમારા—
ધરો ના ભાવના કો દિ તવંગર કે ગરીબોની;
સમર્પો દેહ મન ધનને, તમારા—
ગણો ના તાપ કે ઠંડી, ઋતુ વર્ષા નહિ જાણો
શીખી લ્યો પાઠ સ્વાર્પણનો તમારા—
હવે ધારણ કરો ખાદી, તજીને વસ્ત્ર પરદેશી
રૂડો ઉપદેશ ગાંધીનો, તમારા દેશને માટે

---

| | |
|---|---|
| રાષ્ટ્રગીત | ૦-૧૦-૦ |
| અલીબીરાદરનો કેસ | ૧-૦-૦ |
| રેંટીયા પૂરાણ | ૦-૧-૦ |

---

# ચેતવણી

વસોનો બ્રાહ્મણ નામે ચુનીલાલ છોટાલાલ ગાંડીવ સાહિત્ય મંદિરનાં આશરે ૧૧૦ રૂપીયાની કિંમતનાં પુસ્તકો ઉચાપત કરી ગયો છે; અને [illegible] બતાવતો નથી. પ્રજાએ એની સાથે કામ પાડતાં બહુ સંભાળવું.

કાર્તિક વદ ચોથ — વ્યવસ્થાપક

૧૯૭૯ — ગાંડીવ સાહિત્ય મંદિર.

---



---


મુદ્રક અને પ્રકાશક—ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળા

ગાંડીવ મુદ્રણાલય ફેળાંપીઠ સુરત